# AFETY, CERTAINTY ENJOYMENT.

# સહિસલામતી, નિશ્ચયતા તથા સુખાનુભવ એ નામનું પુસ્તક

મી. જ્યોર્જ ક્રીંગ ઇંગ્રેજીમાં રચ્યું અને
તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી,
છપાવી પ્રસિદ્ધ કરનાર,

**સદ્‌ગુણ દે. દેસાઇ.**
રાયખડ, અમદાવાદ.

ઇ. સ. ૧૯૧૯.
આવૃત્તિ ૩ જી. પ્રત ૫૦૦.

અમદાવાદ—ગીરમરા રોડ ઉપર ધી નિર્મળ પ્રી. પ્રેસમાં,
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

કિંમત ૧ આનો.

# પ્રસ્તાવના.

---

આ નાનું પુસ્તક ઇંગ્રેજીમાં જ્યોર્જ ફીટીંગ સાહેબે બનાવ્યું. એની ૧૫૦૦૦૦૦ કરતાં વિશેષ નકલ ખપી ગઇ છે; વળી એનું ભાષાંતર યુરોપની ૧૧ ભાષાઓમાં થઇ ચુક્યું છે. અને એ વાંચ્યાથી ઘણાઓને લાભ થયોછે. મને એવું લાગ્યું કે જો ગુજરાતીમાં એનો તરજુમો કરાય તો ગુજરાતી ભાષા જાણનારા પણ તેનો લાભ લે. આ કારણથી આ પુસ્તક ગુજરાતીઓની મુલાકાત કરવા બહાર પડયું છે, અને ઉમેદ છે કે દેવની મેહેરબાનીથી તેની મુલાકાત કરનારાઓને તે લાભ કર્તા થશે.

દેવે પોતા તરફથી પાપીઓને વાસ્તે સંપૂર્ણ તારણ મેળવેલું છે અને તે તેના પુત્ર ખ્રીસ્ત ઇસુમાં છે. તારણ સંપાદન કરતાં દેવને અકથ્ય કિંમત પડી છે. કાલ્વરી અથવા ગલગથાની જગ્યાએ તેના ઇનસાફે તેના પુત્રને માર્યો છે અને તેનો જીવ લીધો છે. મરતી વખતે ખ્રીસ્તે બુમ પાડી કે "સંપૂર્ણ થયું." હા, પાપીઓને વાસ્તે તારણનું કામ સંપૂર્ણ થયું, કંઇ બાકી રહ્યું નથી. આ મરનારનો અવાજ ગયો અને બધે ગાજી રહ્યો. દુતોએ પોતાના મોહોમાં અજાયબીના કારણથી આંગળીઓ ઘાલી એ વિચારથી કે દેવ આદમ પુત્રો પર આટલો પ્યાર કરી શકે કે તેઓનાં પાપ પોતાના દીકરા પર મુકે અને તેને કતલ કરે.

હા, હે પ્રીય વાંચનારાઓ આપણ સર્વને વાસ્તે આ ખ્રીસ્તનું અદભૂત મરણ થયું છે. દેવે જાહેર ખબર કહાડી છે કે હે પાપીઓ

તમારા પાપનો પસ્તાવો કરો અને મારો પુત્ર ખ્રીસ્ત જેણે પોતાનાજ મરણથી તમારા પાપની સજા પોતાના શરીરમાં સહી તેને વિશ્વાસને દ્વારે પોતાનો તારનાર કરી લો. "તેનામાં આપણને ઉદ્ધાર એટલે પાપોની માફી છે." કલો. ૧;૧૪. જો તમે વિશ્વાસ કરનાર હો તો તારણની ખાતરી તમને કેમ ના હોવી જોઇએ? અને જો તમારૂં તારણ થયું હોય તો તમે સુખી કેમ ના હોવા જોઇએ?

જેઓ ખ્રીસ્ત તારનારની વાત સાંભળીને અથવા આ મહિમાની સુવાર્ત્તાની વાત જાણીને તેને તુચ્છ કરે છે તે દેવની પ્રીતિ તથા દયાને તુચ્છ કરે છે અને પોતા પર ભારે સજા આણે છે.

"જે કોઇએ મુસાનું નિયમશાસ્ત્ર ગણકારયું નહિ તે દયા પામ્યા વગર બે કે ત્રણ શાહેદી પરથી મરણ પામતો: તો જેણે દેવના પુત્રને પગ તળે ખુંદયો, ને કરારના જે લોહીથી પોતે પવિત્ર થયો હતો તેને અશુદ્ધ ગણ્યું, ને કૃપાના આત્માનું અપમાન કીધું, તે કેટલી વધતી કઠણ સજા યોગ્ય થશે, તે વિશે તમને શું લાગેછે"? હેબ્રૂ ૧૦. ૨૮, ૨૯.

૧૮૯૬ સ. દે. હે.



# તમે કયા કલાસમાં મુસાફરી કરો છો?

---

કેટલી વાર આ સવાલ પુછવામાં આવ્યો છે? હે વાંચનાર આ સવાલ હું તમને પુછવા ચાહું છું. ખચિત છે કે તમે મુસાફરી કરો છો અને તે અનંત કાળ તરફ કરો છો. કોણ જાણે કદાપિ આ વખત તમે છેકજ આખરને છેડે આવી પહોંચ્યા હો.

ત્યારે પ્રીતિ પૂર્વક આ સવાલ હું તમને કરવા ચાહું છું કે તમે કયા કલાસમાં મુસાફરી કરો છો? ફક્ત ત્રણ કલાસ છે તે કલાસોનું વર્ણન હું તમારી આગળ કરીશ એ માટે કે "જેની સાથે તમારે કામ છે." તેની સન્મુખ તમે પોતાને પારખો.

**૧ લો કલાસ**—જેઓ તારણ પામ્યા છે અને એ વાત જાણે છે.

**૨ જો કલાસ**—જેઓને તારણની ખાતરી નથી પણ જેઓ ખાતરી કરી લેવાને વાસ્તે આતુર છે.

**૩ જો કલાસ**—જેઓ તારણ પામ્યા નથી એટલુંજ નહિ પણ એ વિશે બિલકુલ બે ફીકરા છે.

વળી હું સવાલ કરૂંછું કે કયા કલાસમાં તમે મુસાફરી કરોછો? જ્યારે અનંતકાળનું સુખ અથવા અનંતકાળનું દુઃખ માણસની વાટ જુએ છે ત્યારે બે ફીકરા રહેવામાં કેટલી ભારે ઘેલાઇ છે? એક વખત એક માણસ એક રેલવે સ્ટેશન પર દોડતો આવ્યો. હાંફતો હાંફતો જેવો તે ગાડીમાં બેઠો કે તરતજ ગાડી ઉપડી.

પાસે એક બેસનારે તેને કહ્યું કે તમે બહુ સરસ દોડયા. તેણે ઘણા હાંફવાના કારણથી અચકાતે અચકાતે અવાજે જવાબ આપ્યો કે મેં ચાર કલાકનો ઉગારો કર્યો છે માટે દોડવું સારી રીતે મજરે આવ્યું છે.

ચાર કલાકના ઉગારાને વાસ્તે આવી દોડાદોડ કરી તો અનંતકાળને વાસ્તે શું કરવું જોઇએ? અરે અનંતકાળને વાસ્તે શું કરવું જોઇએ! શું હાલ હજારો હોંશીઆર અને દિર્ઘ દષ્ટીના માણસો નથી કે જે આ જીંદગીનાં પોતાનાં કામ પર ભારે તીક્ષણ નજર રાખેછે પણ પોતાની આગળના અનંતકાળની બાબતમાં છેક આંધળા છે? ગલગથાની ટેકરીપર લાચાર બંડખોરો પર દેવની અપાર પ્રીતિ જાહેર થયા છતાં, દેવે પાપ પર પોતાનો ભારે ધિક્કાર જાહેર કર્યા છતાં, માણસનું આયુષ્ય આ જગતમાં છેક ટુંકું છે એ જાણ્યા છતાં, મરણ પછી ઇનસાફનો ભયંકર કોરડો આવશે તે માલમ પડવા છતાં, વળી મુકરર કરેલી ખાહીની બાજુએ નરકને કિનારે હોવાના અસહ્ય દુઃખથી આખરે જાગરૂત થવાનું ગંભીર સંભવિતપણું માલમ પડવા છતાં માણસ દુઃખની હદ તરફ વણાં જાય છે; જાણે કે દેવ ના હોય, મરણ ના હોય, ઇનસાફ ના હોય અને સ્વર્ગ તથા નરક ના હોય, એમ તેઓ નિશ્ચીંત રહે છે. આ પૃષ્ઠોનો વાચનાર જો એવો હોય, તો દેવ આજ વખતે તમારા પર દયા કરે, અને જ્યારે તમે આ વાક્યો વાંચોછો ત્યારે તે તમારી જોખમભરેલી હાલત તરફ તમારી આંખો ખોલે અને તમને બતાવે કે તમે અનંત દુઃખના દરિયાના લપસી જવાય એવા કિનારે ઉભા છો?

હે મીત્ર, માનો કે ના માનો, તમારી હાલત ખચીત ભયંકર છે! અનંતકાળની બાબતનો વિચાર પોતાની દુર ના કરો. યાદ રાખો કે જે માણસ બીજાને ઢીલ કરાવીને ઠગે છે તેની માફક વિલંબ માત્ર ચોર છે એટલુંજ નહિ પણ વળી તે ખુની છે. આ કહેવતમાં ઘણી સત્યતા છે કે ધિમે ધિમેનો રસ્તો "કદિ નહિ" ના શહેરમાં પહોં-

ચાડે છે. હે વાંચનાર, હું તમારી વિનંતી કરૂં છું કે એ માર્ગે વધારે વાર ના ચાલો; "હાલ તારણનો દિવસ છે."

પણ કોઇ એક કહે છે કે મારા આત્માની બેહેતરીની બાબતમાં હું નિશ્ચીંત નથી, મારૂં ભારે દુઃખ એક બીજા શબ્દમાં રહેલું છે—એટલે અનિશ્ચયતામાં.

એટલે જે બીજા કલાસના મુસાફરો વિશે તમે વાત કરો છો તેઓમાં મારો હિસ્સો છે.

હે વાંચનાર, બે પરવાઇ અને અનિશ્ચયતા એકજ બાપ એટલે અવિશ્વાસનાં છોકરાં છે. બે પરવાઇ માણસના પાપ અને નાશ સંબંધીના અવિશ્વાસમાંથી નિપજે છે અને અનિશ્ચયતા માણસને વાસ્તે દેવે જે ખરો અકસીર ઇલાજ કર્યો છે તે પરના અવિશ્વાસથી નિપજે છે. મુખ્યત્વે કરીને જે લોકો દેવની આગળ પોતાના તારણ વિશે નક્કિ ખાતરી કરવા આતુર છે તેઓને વાસ્તે આ પૃષ્ઠો લખવામાં આવ્યાં છે. તમારા મનનું ભારે દુઃખ કેટલેક દરજ્જે હું સમજી શકું છું, અને મને ખાતરી છે કે આ અગત્યની વાત જાણવાને જેમ જેમ તમે વિશેષ આતુર થશો તેમ તેમ તમારી તરસ તે બાબતમાં વધતી જશે અને આખરે તમને નિશ્ચય માલમ પડશે કે તમારૂં ખરેખર સદા કાળને વાસ્તે તારણ થયું છે. "કેમકે જો માણસ આખું જગત મેળવે અને પોતાના જીવની હાની પામે તો તેને શો લાભ થશે?" ધારો કે કોઇ ધાર્મિક બાપનો એકનો એક દીકરો દરિયાપર મુસાફરી કરે છે. એવી ખબર આવે છે કે કોઇ પરદેશી કિનારાપર તેનું વહાણ ભાગી ગયું છે. તેના બાપના દિલના દુઃખનું વર્ણન કોણ કરી શકે જ્યાં સુધી કે ભરોસા લાયક માણસની તરફથી તેને ખાતરી ન થાય કે તારો દીકરો સાજો અને સહિસલામત છે?

અથવા ધારો કે તમે ઘરથી દૂર છો. તહાડ ઘણી પડે છે અને રાત અંધારી છે અને તમને બીલકુલ રસ્તો માલમ નથી. જ્યાં બે રસ્તા મળે છે ત્યાં આગળ ઉભા રહીને એક વટેમાર્ગુને તમે જે મુકામે જવા ચાહો છો તેનો રસ્તો પુછોછો. તે તમને કહે છે કે હું ધારૂં છું કે આ એ રસ્તો છે અને હું આશા રાખુંછું કે જો તમે એ રસ્તે જશો તો મુકામે પહોંચશો. શું 'ધારૂં છું' અને "આશા રાખું છું" એવા શબ્દો તમને તૃપ્ત કરશે? ખચીત નહિ. એ વિશે તમને પુરી ખાતરી હોવી જોઇએ, નહિ તો દરેક પગલું જે તમે ભરશો તે તમારી ફીકરને વધારશે. જ્યારે માણસોને માલમ પડે છે કે તેઓના આત્માની અનંત સહિસલામતી જોખમમાં છે ત્યારે જો તેઓ નથી ખાઇ શકતા અને નથી ઉંઘી શકતા તો તેમાં શું આશ્ચર્ય છે!

દોલત ખોવી તે મોટી ખોટ છે,
તંદુરસ્તી ખોવી તેથી વિશેષ ખોટ છે,
પણ આત્માનો નાશ કરવો તે એવી ખોટ છે,
કે જેને કોઇ માણસ યથાસ્થિત નહિ કરી શકશે.

હવે, પ્રીય વાંચનાર, પવિત્રાત્માની મદદથી આ ત્રણ વાતો હું તમારી આગળ જાહેર કરવા ચાહું છું અને પ્રભુના વચનની ભાષામાં તે આ છે;

તારણનો માર્ગ. પ્રેરિ. ૧૬. ૧૭.
તારણનું જ્ઞાન. લુક ૧. ૭૭.
તારણનો આનંદ. દાવુદનાં ગીત ૫૧; ૧૨.

હું ધારૂં છું કે આપણને માલમ પડશે કે જો કે આ ત્રણ વાતો એકબીજાના જોડે નિકટ સંબંધ રાખે છે તો પણ તે દરેક

અલગ અલગ પાયા પર રહેલી છે; એવી રીતે કે બિલકુલ શકય છે કે કોઇ માણુસને તારણનું જ્ઞાન હોય પરંતુ ખાતરી ના હોય કે તેને તારણ મળ્યું છે. વળી તેને માલમ હોય કે મને તારણ મળ્યું છે પરંતુ એ જ્ઞાનની જોડે જે આનંદ સંબંધ રાખે છે તે તેનામાં ના હોય.

પ્રથમ ત્યારે હું **તારણના રસ્તાનું** બ્યાન ટુંકામાં કરીશ. મેહેરબાની કરીને તમારૂં બાયબલ ઉઘાડો અને નિર્ગમનના ૧૩ મા અધ્યાયની ૧૩ મી કલમ સંભાળીને વાંચો; તે જગ્યાએ **યહોવાના** મોહોના આ શબ્દો તમે જોશો; " ને ગધેડાના પેહેલા જન્મેલાને હલવાનથી તું ખડી લે; ને જો તેને ખંડી ન લે તો તેની ગરદન કાપી નાખજે; ને તારા પુત્રો મધ્યે માણુસના સર્વ પ્રથમ જન્મેલા તું ખંડી લે."

ધારો કે ૩૦૦૦ વરસ પેહેલાં એક બનાવ બને છે તે આપણે આપણી કલ્પનામાં જોઇએ છિયે બે માણુસ, એક દેવનો યાજક અને બીજો એક ગરીબ ઇસ્રાએલી ઉભા ઉભા આતુરતાથી વાતચિત કરે છે. ધારો કે તેમની રજાથી તેમની પાસે ઉભા રહીને આપણે તેમનું સાંભળીએ છિયે. દરેકના હાવભાવપરથી માલમ પડે છે કે તેઓ કોઇ જરૂરની બાબતપર વાતચિત કરે છે અને એ સમજવાને મુશ્કેલ નથી કે એક ગધેડાનું બચ્ચું જે કાંપતું તેમની પાસે ઉભું છે તે વિશે તેઓની વાતચિત છે.

ગરીબ ઇસ્રાએલી કહે છે કે મારાપર આટલીવાર દયા કરવામાં આવશે કે નહિ તે જાણવાને હું આવ્યો છું. આ ન્હાનું નબળું પ્રાણી મારા ગધેડાનું પ્રથમ જણિત છે અને જો કે દેવનું નિયમશાસ્ત્ર તે વિષે જે કહે છે તે હું બરોબર જાણુંછું તોપણ હું ઉમેદ રાખુંછું કે મારાપર દયા કરવામાં આવશે અને ગધેડાની જીંદગી બચાવવામાં

આવશે. ઇસ્રાએલમાં હું ઘણો ગરીબ માણસ છું અને મને આ નાના બચ્ચાનું નુકશાન ઉઠાવવું મુશ્કેલ છે.

યાજક દૃઢતાથી જવાબ આપે છે કે પરંતુ દેવનું નિયમશાસ્ત્ર સાફ અને અચૂક છે; "ગધેડાના હરેક પહેલા જન્મેલાને હલવાનથી તું ખંડી લે; ને જો તેને ખંડી ન લે તો તેની ગરદન કાપી નાખજે. હલવાન ક્યાં છે?

"અરે સાહેબ મારી પાસે કોઇ હલવાન નથી."

"ત્યારે જા અને એક હલવાન ખરીદ કરીને આવ નહિતો ગધેડાની ગરદન નક્કિ તોડવામાં આવશે. હલવાનને મરવું જોઇએ નહિ તો ગધેડાએ, એમાંથી એકનો જીવ જવો જોઇએ.

ગરીબ ઇસ્રાએલી જવાબ આપે છેઃ—"ત્યારે અફસોસ, મારી સર્વ આશા ભંગ થઇ ગઇ છે કેમકે હું એટલો ગરીબ છું કે હલવાન ખરીદ કરી શકતો નથી."

જ્યારે આ પ્રમાણે વાતચિત થાય છે ત્યારે એક ત્રીજો માણસ ત્યાં આવે છે અને ગરીબ માણસની દિલગીરીની વાત સાંભળીને તેની તરફ ફરે છે અને પ્રીતિથી તેને કહે છે કે "હિમત રાખો, તમારી ગરજ હું પૂરી પાડીશ," અને પછી આ પ્રમાણે કહે છે કે "પેલી દૂર ટેકરીપર અમારે ઘેર એક નાનું હલવાન છે જે અમારા ચુલાની પાસે ઉછેરવામાં આવેલું છે અને તે ડાઘ તથા એબ વગરનું છે. તે કોઇ વાર ઘેરથી ભટકી ગયું નથી અને ઘરનાં સર્વ માણસોની નજરમાં કૃપા પામેલું છે. એ હલવાનને હું લાવીશ." પછી તે એકદમ ઉતાવળથી ટેકરીપર જાય છે અને થોડી વારમાં તે સુંદર નાના બચ્ચાને લાવે છે અને હલવાન તથા ગધેડું સાથે સાથે ઉભાં રહે છે.

પછી હલવાન વેદીની સાથે બાંધવામાં આવે છે અને તેનું લોહી વહેવડાવાય છે અને પછી આગ તેને ભસ્મ કરે છે.

હવે ન્યાય યાજક ગરીબ માણસની તરફ ફરે છે અને કહે છે કે "તમે તમારૂં ગધેડાનું બચ્ચું સહિસલામત હરકત વગર ઘેર લઇ જાઓ, હવે તેની ગરદન નહિ તોડાશે. હલવાન ગધેડાના બચ્ચાના બદલામાં મરણ પામ્યું છે અને તે કારણથી ગધેડાનું બચ્ચું કાયદા પ્રમાણે છુટે છે. તમારા દોસ્તે ઘણી મહેરબાની કરી છે.

હવે હે ગભરાએલા ગરીબ માણસ શું આ વાતમાં તમે દેવથી મુકરર કરેલી પાપીના તારણની તસ્વીર નથી જોતા? તમારા પાપના કારણથી તેનો એ દાવો હતો કે તમારી ગરદન ભગાય: એ તમારા સીરપર વ્યાજબી ઇનસાફ હતો. બચવાનો માત્ર એકજ ઉપાય કે દેવ તરફથી ઠરાવેલો કોઇ પાપીઓનો બદલી મરે તો તમારો છુટકો થાય.

હવે તમારી હાલતનો જવાબ આપવાને તમને કોઇ ઉપાય મળી શકતો નથી પણ દેવે પોતાની અપાર પ્રીતિથી પોતાના વહાલા પુત્રને તમારી જગ્યા લેવાને હલવાન તરિકે નીમેલો છે. જ્યારે યોહાન બાપ્તિસ્મા કરનારની આંખ તે ધન્યવંત બેએબ પુરૂષપર પડી ત્યારે તેણે કહ્યું કે "જુઓ દેવનું હલવાન જે જગતનું પાપ હરણ કરે છે." યોહાન ૧; ૨૯.

જેમ હલવાન કાતરનારની પાસે લઇ જવાય છે તેમ તે કાલવરીની ટેકરીપર લઇ જવાયો અને ત્યાંજ અને તેજ વખતે તેણે "એક વેળા પાપોને સારૂ, એટલે ન્યાયીએ અન્યાયીઓને બદલે સહ્યું, એ માટે કે આપણને દેવની પાસે તે પોહોંચાડે" ૧ પીતર ૩; ૧૮. "તે આપણા અપરાધોને લીધે પરાધીન કરાયો. ને આપણા ન્યાયીકરણને લીધે પાછો ઉઠાડ્યો." રૂમી. ૪; ૨૫. એ માટે દેવ

જ્યારે કોઇ અધર્મિ પાપી જે ઇસુપર વિશ્વાસ કરે છે તેને ન્યાયી ઠરાવે છે એટલે તમામ ગુનાહના તોહોમતથી છુટકો પમાડેછે ત્યારે તે પાપને વિરૂદ્ધ પોતાના વ્યાજબી તથા પવિત્ર દાવામાંથી એક પણ અક્ષર કમ કરતો નથી. રૂમી. ૩, ૨૬. દેવને ધન્ય હો કે તેણે એવો તારનાર મુકરર કર્યો છે અને એવું તારણ ઠરાવ્યું છે.

"શું તું દેવના પુત્રપર વિશ્વાસ કરે છે ?"

તમો જવાબ આપોછો કે "વારૂ, હું એક અપરાધી પાપી માણસ છું અને માત્ર એ એકજ મને મળ્યો જેનાપર હું નિર્ભયતાથી ભરોસો રાખી શકુંછું હું જરૂર તેનાપર વિશ્વાસ કરૂં છું."

ત્યારે હવે હું તમને કહી શકુંછું કે દેવ પોતાની ગણત્રી પ્રમાણે તેના યજ્ઞ અને મરણની પૂરી કિમત તમારે સર ગણેછે જાણે કે એ સર્વ કિમત તમેજ ભરી આપી હોય.

આ તારણનો કેવો ચમત્કારિક માર્ગ છે! શું આ તારણ મોટું મહાભારત, ભભકાદાર તથા દેવને પોતાને લાયક નથી? શું દેવના દિલની પ્રીતિનો સંતોષ, તેના પ્રીય પુત્રનો મહિમા અને પાપીનું તારણ સર્વ સાથે મળેલાં નથી? હિયાં કૃપા તથા મહિમાની કેવી ગાંઠ છે! દેવ તથા આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો બાપ ધન્યવંત હો કે જેણે એવું ઠરાવ્યું છે કે તેનો વહાલો દીકરો સર્વ કામ સંપૂર્ણ કરે અને સર્વ વખાણ પામે અને આપણે ગરીબ લાચાર પાપીઓ તેના પર વિશ્વાસ કરીને સર્વ આશીર્વાદો પામીએ એટલુંજ નહિ પણ આશીર્વાદ દેનારની સોબતમાં સદાકાળ સુધી રહિયે; "મારી સાથે પ્રભુને મોટો માનો; અને આપણે એકઠાં તેના નામને સ્તવિયે." ગીત ૩૪. ૩.

પણ કદાચ આતુરતાથી સોધ કર્યા પછી તમે એમ કહેશો કે "જ્યારે હું ખરી રીતે પોતાના પરથી અને પોતાનાં સર્વ કામ પરથી

ભરોસો ઉઠાવુંછું અને ખ્રીસ્ત તથા ખ્રીસ્તના કામપર સંપૂર્ણ ભરોસો રાખુંછું ત્યારે એ કેમ છે કે તારણની પૂરી નિશ્ચયતા મને નથી ?" તમે કહો છો કે "જો મારી લાગણીઓ મને એમ કહેવડાવે છે કે એક દિવસ મારૂં તારણ થયું છે તો ઠીક ખાતરી છે કે બીજે દિવસે એ સર્વ આશા રદ થાય છે અને લંગર વગરના આમ તેમ ઉછળતા વહાણની માફક હું છોડાઉં છું." તમે શું કદી કોઇ કપતાન વિશે સાંભળ્યું છે કે તેણે કોઇ વાર વહાણની અંદર લંગર નાંગરવાથી પોતાના વહાણને છીપાવ્યું હોય ? કદિ નહિ. હમેશાં લંગર બહાર નાંગરવામાં આવેછે.

કદાચ એમ હશે કે તમે આ વાત સાફ સમજો છો કે માત્ર ખ્રીસ્તનું મરણ સહિસલામતી પમાડે છે; પણ તમે ધારો છો કે નિશ્ચયતા અથવા ખાતરી પમાડનાર તમારી લાગણી છે.

હવે ફરી તમે પોતાનું બાયબલ લો, કેમકે હું ચાહું છું કે તમે દેવના વચનમાંથી જુઓ કે તે કેવી રીતે માણસને

## તારણનું જ્ઞાન પમાડે છે.

એક કલમ જે બતાવે છે કે વિશ્વાસી માણસને શી રીતે માલમ પડે કે તેને અનંત જીવન મળ્યું છે તે ઉપર નજર કરી વાંચવાને હું તમારી વિનંતી કરૂં ત્યાર પેહેલાં માનવ કલ્પના જે બેડોળ આકારમાં તેને વારંવાર ધરે છે તે આકારમાં તે કલમને હું તમારી આગળ મૂકીશ." તમને અનંતજીવન છે એ જાણો માટે તમને એટલે જે તમે દેવના પૂત્રના નામ ઉપર વિશ્વાસ કરો છો તેઓને આ સારી લાગણીઓ મેં આપી છે." હવે તમારૂં બાયબલ ઉઘાડો અને જયારે તમે આનો મુકાબલો દેવના મુબારક અને અવિ-

કારી વચનની સાથે કરો ત્યારે તેની સાથે દિલોજાનથી તમને દેવ એમ કહેવડાવે કે "હું સંશયીઓને કંટાળું છું; ને તારા નિયમની હું મમતા રાખું છું" ગીત ૧૧૯; ૧૧૩. હાલ જે કલમનો બરોબર ઉતારો નથી કર્યો તે યોહાનના પહેલા પત્રના પાંચમા અધ્યાયની ૧૩ મી કલમ છે અને ખરી રીતે આ પ્રમાણે છે. "**તમને અનંત જીવન છે એ જાણો** માટે તમારા ઉપર એટલે જે તમે દેવના પૂત્રના નામપર વિશ્વાસ કરો છો તે તમારા ઉપર મેં આ વાતો લખી છે."

પાસ્ખાપર્વની રાતે એટલે જે રાતે મીસર દેશનો ઇનસાફ થયો તે રાતે ઇસ્રાએલમાં હજારોના પ્રથમ જણિતોને શી રીતે ખાતરી થઇ કે આ રાતે અમો સહિ સલામત છિયે ?

ધારો કે આપણે તેઓના ઘરોમાંના બે ઘરોની મૂલાકાત લેવા જઇએ છિયે અને તેઓની વાતચીત સાંભળીયે છિયે.

જે પેહેલા ઘરમાં આપણ દાખલ થયે છિયે તેમાં આપણુને માલમ પડેછે કે સર્વ બિક અને શકના કારણથી કાંપેછે.

આ સર્વ બીક અને કાંપવાનું ગુપ્ત કારણ શું છે ? આપણે એની તપાસ કરિયે છિયે ત્યારે તે ઘરનો પ્રથમ જણિત દીકરો આપણુને ખબર આપેછે કે "મરણનો દુત મુલકમાં ફરનાર છે અને જે વખત તે આવશે તે વખત મારી શી વલે થશે તે વિષે મને પુરી ખાતરી નથી. જ્યારે મરણનો દુત અમારા ઘર આગળ થઇને જશે અને ઇનસાફની રાતની સંપુર્ણતા થશે ત્યારે તો મને માલમ પડશે કે હું સહિસલામત રહ્યો છું પણ તે વખત સુધી મને માલમ નથી પડતું કે મને શી રીતે સહિસલામતીની ખાતરી હોઇ શકે ? અમારા પડોસના ઘરના લોક વિશે અમે સાંભળિયે છિયે કે તેઓને તારણની ખાતરી છે પણ એવા વિચાર કરનારાઓને અમે ઘણા મગરૂર

સમજીયે છિયે. બધા કરતાં શ્રેષ્ઠ ઉપાય મને એ માલમ પડે છે કે બધું સારૂં થશે એવી ઉમેદ રાખીને આ ભયંકર રાત ગુજારવી."

આપણે પુછિયે છિયે કે "શું ઇસ્રાએલના દેવે પોતાના લોકોને વાસ્તે કોઇ સહિસલામતીનો રસ્તો તૈયાર નથી કર્યો?"

તે જવાબ આપેછે, કે "ખરી વાત, અને તે બચાવના ભાગનો અમોએ લાભ લીધો છે. અમારા ઘરના ઉતરંગ તથા બે શાખાઓ પર પહેલા વરસના નિર્દોષ તથા બેએબ હલવાનનું લોહી અમે છાંટયું છે પણ બચાવની પૂરી ખાતરી અમને થઇ નથી."

હવે આપણે આ સંદેહવાળા ગભરાએલા લોકોને મુકીને પડોસના ઘરમાં જઇએ.

એક દમ આપણી નજર આગળ કેવો ફેરફાર દેખાયછે. શાંતિનાં ચિન્હ હરેક ચહેરાપર માલમ પડેછે. ઘરનાં સર્વ માણસ કમર બાંધીને, ખાસડાં પગમાં પહેરીને, કાઠી હાથમાં લઇને ઉભાં રહ્યાં છે અને હલવાનનું સેકેલું માંસ ખાયછે.

આવી ભયંકર રાતે આટલી બધી શાંતિનું કારણ શું હોઇ શકે? તેઓ સર્વ જવાબ આપેછે કે "અરે અમારી કુચને વાસ્તે, માત્ર, અમે યહોવાના હુકમની વાટ જોઇયે છિયે અને જે વખત તે હુકમ અમને મળશે તેજ વખતે મકરદમના ઘાતકી ફટકાને અને મીસરની સર્વ ગુલામીની અમો છેલ્લી સલામ કરીશું!"

"પણ સબર કરો! શું તમને યાદ નથી કે આજ રાતે મીસર પર ઇનસાફ આવનાર છે?"

"ખરી વાત, એ અમે જાણિયે છિયે; પણ અમારો પ્રથમ જણિત દીકરો સહિ સલામત છે. અમારા દેવની મરજી પ્રમાણે લોહી છાંટવામાં આવેલું છે."

આપણે જવાબ આપીયે છિયે કે "એજ પ્રમાણે પડોસીને ઘેર પણ લોહી છાંટેલું છે, પણ તેઓ તો બધાં દુઃખી છે કેમકે તે સર્વને સહિ સલામતીની ખાતરી નથી."

ત્યાંનો પ્રથમ જણિત દીકરો દૃઢતાથી જવાબ આપે છે કે **"પણ અમારી પાસે છાંટેલા લોહી કરતાં વિશેષ વાત છે. એ સંબંધી દેવનું અચૂક વચન અમારી પાસે છે. દેવે કહ્યું છે કે ને હું તે રકત દેખીશ ત્યારે તમારો નિસ્તાર કરીશ. બહાર છંટાએલા લોહી પર દેવ સંતોશ છે અને તેના વચન પર આધાર રાખીને ઘરની અંદર અમો ખુશી આનંદમાં છિયે."**

**છંટાએલું લોહી અમને સહિસલામતી આપેછે. દેવના મુખનું વચન અમને આ વાતની ખાતરી પમાડે છે.**

છંટાએલું લોહી જે સહિસલામતી અમને આપે છે તે કરતાં વિશેષ સહિસલામતી બીજી શી વાત અમને આપી શકે, અથવા દેવનું બોલેલું વચન જે ખાતરી અમને આપે છે તે કરતાં બીજી શી વાત અમને વધારે ખાતરી પમાડી શકે ? કોઈ નહિ, કોઇ નહિ.

હવે હે વાંચનાર, હું તમને એક સવાલ કરૂં છું કે "તમારા ધારવા પ્રમાણે આ બે ઘરમાંનું કયું વધારે સહીસલામત હતું ?

શું તમે એમ કહો છો કે, બીજું ઘર, કેમકે ત્યાં સર્વ સુખમાં હતાં ? નહિ, જો એમ કહેતા હો તો તમે ભૂલ કરો છો.

**બન્ને ઘર સરખી રીતે સહિસલામત છે.**

તેઓની સહિસલામતી તેઓના મનની અંદરના વિચારોની હાલતપર આધાર નથી રાખતી પણ બહાર છંટાએલા લોહી વિષે જે દેવનો વિચાર તેપર આધાર રાખે છે.

હે વહાલા વાંચનાર જો તમારે પોતાના આશીર્વાદની ખાતરી

પામવી હોય તો મનની અંદરની લાગણીઓની ચળીત સાક્ષીપર ભરોસો ના રાખો પણ દેવના વચનની અચુક સાક્ષીપર ધ્યાન આપો.

"હું તમને ખચીત ખચીત કહું છું કે, મારા પર જે વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે." યોહાન ૬; ૪૭.

સર્વની સમજણમાં આવે એવો એક સાદો દાખલો હું આપીશ. ધારો કે કોઇ એક ગામડાના ખેડુતને પોતાના ઢોરને વાસ્તે બીડના એક ઘાસના નાના ટુકડાની જરૂર છે. તેના સાંભળવામાં આવે છે કે તેના પોતાના ઘરની પાસે એક સાહેબને એક જમીનનો ટુકડો વેચવાનો છે. આ વાત સાંભળીને આ ખેડુત તે સાહેબપર આ ઘાસના ટુકડાને વાસ્તે અરજીને વસીલે માગણી કરે છે. કેટલાક વખત સુધી તેને કંઈ જવાબ મળતો નથી. એક પ્રસંગે તેનો એક પડોશી તેને ત્યાં આવે છે અને તેને કહે છે કે "મને ખાતરી છે કે એ ખેતર તમને મળશે શું તમને યાદ નથી કે ફલાણા નાતાલને દહાડે તેણે તમારે વાસ્તે સરસ સીકાર મોકલ્યો હતો અને તેને બીજે દીવસે જ્યારે તેઓ ગાડીમાં બેસીને જતા હતા ત્યારે તમને સલામ કરી હતી ?" આવા આવા શબ્દોથી ખેડુતના મનમાં ખરી આશા ઉત્પન્ન થાય છે.

બીજે દીવસે એક બીજો પડોસી તેને મળે છે અને વાતચીત કરતાં કહે છે કે "હું ધારૂંછું કે એ ઘાસનું ખેતર તમને મળે એ સંભવિત નથી. ફલાણા સાહેબે એ ખેતરની માગણી કરી છે અને તમને નિશ્ચય માલમ હશે કે એ સાહેબને ખેતરના માલીક જોડે ભારે દોસ્તી છે અને તે વારંવાર તેમને મળવા જાય છે—ઇત્યાદિ." આવી વાતોથી બીચારા ખેડુતની ભારે આશાઓ જમીનદોસ્ત થાય છે અને સાબુના પરપોટાની માફક ફુટી જાય છે. એક દીવસ તે ધારે છે કે ખેતર મને મળશે અને બીજે દહાડે તે ભારે શકમાં પડે છે.

એટલામાં ટપાલવાળો આવે છે અને તેને કાગળ આપે છે. કાગળ ફોડતી વખતે ખેડુતનું હૃદય ધડકે છે કેમકે સરનામાથી તેને માલમ પડે છે કે અક્ષર ખેતરના માલીકના છે. પછી જ્યારે તે કાગળ વાંચે છે અને ફરી વાંચે છે ત્યારે તેના ચેહેરાપરની સર્વ ચિંતા અદૃષ્ય થાય છે અને તેની જગ્યા પર આનંદનો પ્રકાશ ચમકે છે.

તે પોતાની સ્ત્રીને ખુશીના જોશમાં કહે છે કે "કામ નક્કિ થયું છે. શક અને બીક ગયાં છે અને હવે કંઇ પણ ચીંતા કરવાની જરૂર નથી. 'જમીનનો માલીક કહે છે કે તમારે જ્યાં લગી ખેતર જોઇતું હોય ત્યાં લગી હું તમને ઘણીજ સસ્તી કીંમતે આપું છું. માલીકનો જવાબ મારે વાસ્તે બસ છે. મારે હવે કેઇ માણસના મત વિષે પરવા નથી. તેનું વચન બધી વાતનો ફેસલો કરે છે."

આ ગરીબ ગભરાએલા ખેડુતની માફક કેટલા બધા માણસોની હાલત જોવામાં આવે છે! તેઓ મનુષ્યોના મતથી તથા પોતાના કપટી હૃદયના વિચારો તથા લાગણીઓથી ડોલમડોલા થાય છે અને ગભરાટમાં રહે છે. શક અને અસ્થિરતાની જગ્યા નિશ્ચયતા ક્યારે લે કે માત્ર જ્યારે મનુષ્ય દેવના વચનને દેવનું વચનજ ગણે. દેવ જ્યારે બોલે છે, ગમે તો તે અવિશ્વાસીને અપરાધી ઠરાવવાને બોલે કે પછી વિશ્વાસીના તારણના સંબંધમાં બોલે ત્યારે ખચીતા ખચીત નિશ્ચયતા અને ખાતરી હોવાં જોઇએ.

"હે પ્રભુ તારી વાત આકાશમાં સદા સ્થાપિત છે." ગીત ૧૧૯; ૮૯; જે દેવના વચનને સાદા દીલથી માને છે તેને વાસ્તે દેવનું વચન બધી વાતનો ફેસલો કરે છે.

"શું તેણે કહ્યું છે, ને ન કરે! શું તે બોલ્યો છે, ને તે સ્થાપે નહિ!" ગણના ૨૩; ૧૯.

મારે કોઇ બીજી દલીલ નથી જોઇતી.
મારે કોઇ બીજો પુરાવો નથી જોઇતો,
બસ છે કે ઇસુ મરણ પામ્યો,
અને તે મારે વાસ્તે મરણ પામ્યો."
વિશ્વાસી આ વાતમાં આ ઉમેરો કરી શકે છે કે
"અને દેવ એમ કહેછે."

"પણ મને શી રીતે ખાતરી થઇ શકે કે મારો વિશ્વાસ ખરો વિશ્વાસ છે?"

વારૂ, આ સવાલોનો માત્ર આજ જવાબ હોઇ શકે છે એટલે ખરા પુરૂષ એટલે દેવના ધન્યવંત પુત્ર ઉપર શું તમારો વિશ્વાસ છે?

તમારો વિશ્વાસ કેટલો છે એ વિશે સવાલ નથી પણ સવાલ એ છે કે જે પુરૂષપર તમે વિશ્વાસ કરો છો તે ભરોસા લાયક છે કે નહિ? એક માણુસ બુડતા માણસની માફક ખ્રીસ્તને પકડે છે, બીજો માણુસ માત્ર તેના કપડાની કોરને અડકે છે પણ આ માણસોમાં એક માણુસની સહીસલામતી બીજા કરતાં કંઇ વિશેષ નથી. એ બન્નેને આ વાતની શોધ લાગી છે કે તેઓના પોતામાં ભરોસો કરવા લાયક કંઇ નથી. તેઓ કહે છે કે માત્ર ખ્રીસ્તપર સહિસલામતીથી અમો ભરોસો રાખીયે છીયે, તેના વચનપર અમો ટેકિયે છિયે અને તેના સંપૂર્ણ કરેલા કામની સદા ટકનાર અસરપર વિશ્વાસથી આરામ કરિયે છિયે. તેનાપર વિશ્વાસ કરવો તે આજ છે. "હું તમને ખચીત ખચીત કહું છું કે, મારાપર જે વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે." યોહાન ૬; ૪૭.

ત્યારે હવે હે મારા વાંચનાર, ખાતરી કરી લો કે તમારો વિશ્વાસ તમારાં સુધરેલાં કામ, તમારી ધર્મ ક્રિયાઓ, ધર્મના જોશમાં

તમે હો ત્યારે જે તમારો ધર્મનો ભાવ તે પર, બચપણથી નીતિને લગતી તમારી કેળવણી અને એવી બીજી બાબતોપર ના હોય. આ સર્વ બાબતોપર અથવા તેમાંની હરકોઇ બાબતપર તમારો મજબુત વિશ્વાસ હોય અને તમે હમેશને વાસ્તે નાશ પામો, એ સાફ શક્ય છે. દેહમાં અભિમાન કરવાથી પોતાને ના ભુલાવો. ખ્રીસ્તપર નબળામાં નબળો વિશ્વાસ તમને સદાકાળનું તારણ બક્ષે છે. તે ઉપરાંત હરકોઇ બીજી બાબત ઉપર તમારો મજબુતમાં મજબુત વિશ્વાસ એ દિલની ઠગાઇ છે. અનંત નાશના ખાડા ઉપર દુષ્મનની ગોઠવેલી પાંદડાની કુમળી ડાળીઓની ઠગાઇ જેવી આ ઠગાઇ છે.

સુવાર્તામાં દેવ માત્ર તમારી આગળ પ્રભુ ઇસુ ખ્રીસ્તને લાવે છે અને તમને કહેછે કે "આ મારો વાહાલો પુત્ર છે જેના પર હું બહુ સંતુષ્ટ છું." તે કહે છે કે "તેના દિલની વાત પર તમે પુરો વિશ્વાસ કરો અને તમે નુકશાન પામ્યા વગર પોતાના દિલપર બરોસો કરી શકતા નથી."

હે ધન્યવંત, હે ધન્ય પ્રભુ ઇસુ, કોણ તારા નામ પર બરોસો ન કરશે અને તારા નામને ન સ્તવશે ?

એક વખત એક દીલગીર ચેહેરાવાળી સ્ત્રીએ મને કહ્યું કે "આલબત હું તેના પર વિશ્વાસ કરૂંછું, પણ જો કોઇ મને પુછે કે શું તમારૂં તારણ થયું છે તો હા કહેવું મને ગમતું નથી કેમકે મને બીક લાગે છે કે કદાચ હું જુઠું બોલતી હોઉં." આ જુવાન બાયડી એક કસાઇની દીકરી હતી અને જે વખતે હું તેની જોડે વાત કરતો હતો ત્યારે તેનો બાપ બજારમાં ઘેટાં વેચાતાં લેવા ગયો હતો. હવે મેં તેને કહ્યું કે "ધારો કે તમારો બાપ જ્યારે ઘેર આવે ત્યારે તમે એમને પુછો કે, બાપા, આજ તમે કેટલાં ઘેટાં ખરીદ્યાં અને

તે તમને જવાબ દે કે, દસ, થોડીવાર પછી એક માણુસ દુકાન પર આવે છે અને તમને પુછે છે કે " તમારા બાપે કેટલાં ઘેટાં ખરીદ કર્યાં ? " અને તમે જવાબ આપોછો કે ' હું કેહેવા ચાહતી નથી, કેમકે મને બીક લાગેછે કે કદાચ હું જુઠું બોલું ! " તેની મા જે તે વખત પાસે ઉભી હતી તેણીએ વ્યાજબી ગુસ્સાથી કહ્યું કે " પણ એમ કેહેવાથી તો તું પોતાના બાપને જુઠો ઠરાવીશ. "

હવે વાહાલા વાંચનાર, અહીંયાં શું તમે નથી જોતા કે આ ભલા ઇરાદાવાળી જુવાન બાઇ હકિકતમાં ખ્રીસ્તને જુઠો ઠરાવતી હતી એવું કહીને કે " હું દેવના પુત્ર પર વિશ્વાસ કરૂં છું અને તે મને કહે છે કે તેને અનંત જીવન છે પણ મને અનંત જીવન છે એવું કહેવાનું મને ગમતું નથી કેમકે મને બીક લાગે છે કે રખેને હું જુઠું બોલતી હોઉં. " આ કેવી ભારે હઠીલાઇ !

બીજો માણસ કહે છે કે " પણ મને શી રીતે ખાતરી થાય કે હું ખરી રીતે વિશ્વાસ કરૂં છું ? મેં વારંવાર જોઇએ તેટલો વિશ્વાસ કરવાને પ્રયત્ન કર્યું છે અને એ વિશ્વાસ મારામાં છે કે નહિ તે જોવાને મેં પોતામાં નજર કરી છે પણ જેમ જેમ વિશેષ હું મારા વિશ્વાસ તરફ નજર કરૂં છું તેમ તેમ તે મને થોડો માલમ પડે છે."

આહા ! મીત્ર, એ વિશ્વાસને ખોળવાને તમે અવળી બાજુ તરફ જુઓ છો અને વિશ્વાસ કરવાને જે તમે પ્રયત્ન કરોછો તેથી સાફ માલમ પડે છે કે તમે ભૂલ ભરેલા રસ્તાપર છો.

જે હું તમારા દિલમાં ઉતારવા માગુ છું તેનો બરોબર ખુલાસો તમારી આગળ કરવાને હું એક બીજો દાખલો તમને આપીશ.

ધારો કે તમે એક સાંજે તમારી શાંત સીગડીની પાસે બેસીને તાપો છો. એ વખતે એક માણુસ તમારી પાસે આવે છે અને કહે છે કે આજ રાત્રે રેલવેપર સ્ટેશન માસ્તર કપાઇ ગયો છે.

હવે વાત એવી છે કે, આ માણસ એ જગ્યાએ પોતાના મહા અપ્રમાણીકપણાના કારણથી અને પડોસમાં એક ભારે હિમતવાન જુઠો હોવાના કારણથી પંકાએલો છે.

શું તમે એ માણસનો ભરોસો કરો છો અથવા તેનો ભરોસો કરવાનું પ્રયત્ન કરો છો ?

તમે કહોછો કે " અલબતા નહિ. "

" મને કહો કે કેમ નહિ ! "

" આહા ! એનો વિશ્વાસ કેમ ના કરવો એ તો સારી રીતે મને માલમ છે ! "

" પણ મને કહો કે તમને શી રીતે માલમ પડે છે કે તમે તેની વાત નથી માનતા, શું અંદર તમારા વિશ્વાસને અથવા લાગણીઓને જોવાથી ? "

તમે જવાબ આપોછો કે " નહિ, જે માણસ સંદેશો લાવે છે તેના વિશે હું વિચાર કરૂં છું. "

એટલામાં ત્યાં એક પાડોસી આવી પડે છે અને કહેછે કે " આજ રાતે માલગાડી સ્ટેશન માસ્તરપર થઇને ચાલી ગઈ અને તરતજ તે જગ્યાપર સ્ટેશન માસ્તરની ફુંક નિકળી ગઇ. " તેના ગયા પછી હું તમને ધિરેથી કહેતાં સાંભળુ છું કે, " હવે આ વાત હું થોડી ઘણી માનું છુ કેમકે મને યાદ છે કે જો કે આ માણસને નાનપણથી હું ઓળખું છું તો પણ એણે માત્ર એકજ વખત મારી જોડે ઠગાઇ કરી છે. "

પણ વળી હું તમને પુછું કે " તમે થોડો ઘણો જે તેનાપર ભરોશો રાખો છો તે આ વખતે શું તમે તમારા વિશ્વાસ તરફ નજર કરવાથી કરો છો ? "

તમે કહો છો કે "નહિ મને ખબર આપનારની ચાલ ચલણ-પર હું વિચાર કરૂં છું."

વારૂ, આ માણુસ ત્યાંથી ચાલ્યો જાય છે કે તરતજ એક ત્રીજો માણુસ કોટડીમાં દાખલ થાય છે અને પહેલાના જેવીજ દિલગીરી ભરેલી ખબર લાવે છે. પણ આ વખત તમે કહો છો કે "હવે, જોન તમારી વાત તો હું માનું છું. તમે મને કહોછો માટે હું એ વાત માની શકું છું.

ફરી હું મારો સવાલ તમારી આગળ લાવું છું. યાદ રાખો કે આ વખત એ તમારાજ સવાલની નકલ છે. "તમને શી રીતે માલમ પડે છે કે તમે એવી દૃઢતાથી તમારા દોસ્ત જોનની વાત માનો છો?"

તમે જવાબ આપો છો કે "જોન કોણુ અને કેવો છે તેના કારણુથી. તેણે મને કદિ ઠગ્યો નથી અને તે મને કદી ઠગશે એવું પણ મારી ધારણામાં નથી."

વારૂ ત્યારે એક જે સૂવાર્ત્તાની ખબર મારી પાસે લાવે છે તેના કારણુથી હું જાણુંછું કે હું સુવાર્ત્તાપર વિશ્વાસ કરૂં છું. 'જો આપણે માણસોની સાક્ષી માનિયે લિયે તો એ કરતાં દેવની સાક્ષી મોટી છે, કાંજે દેવે પોતાના પુત્ર સંબંધી જે સાક્ષી આપીછે તે એજ છે. જે દેવના પુત્રપર વિશ્વાસ રાખેછે તેને પોતામાં સાક્ષી છે; જે દેવપર વિશ્વાસ કરતો નથી તેણે તેને જુઠો પાડયો છે કેમકે દેવે પોતાના પુત્ર વિષે જે સાક્ષી આપી છે, તે સાક્ષીપર તેણે વિશ્વાસ કર્યો નથી યોહાન ૫. ૯, ૧૦, "ઇબ્રાહીમે દેવપર વિશ્વાસ કીધો ને તે તેને સારૂ ન્યાયપણાને અર્થે ગણાયો." રૂમી ૪; ૩.

એક વખત એક ગભરાએલા માણસે ખ્રીસ્તના એક સેવકને કહ્યું કે "અરે સાહેબ, હું વિશ્વાસ કરી શકતો નથી!" તેના

જવાબમાં ઉપદેશકે ડહાપણથી અને શાંતપણાથી જવાબ આપ્યો કે "ખરેખર એ કોણ છે કે જેનાં વચન તમે માની શકતા નથી?" આ સવાલે ભ્રમ તોડયો. તે એમ સમજતો હતો કે વિશ્વાસ એક એવી ચિજ છે કે જેનું વર્ણન કરી શકાય નહિ અને હું આકાશને વાસ્તે લાયક છું એવી ખાતરી પામવાને મારા પોતાના દિલમાં કંઇક એવી ખાતરીની લાગણી હોવી જોઇએ; પરંતુ વિશ્વાસ હમેશાં બહાર એક જીવતા પુરૂષ અને તેનાં સંપૂર્ણ કરેલાં કામ તરફ નજર કરે છે અને બન્ને વિશે વિશ્વાસુ દેવની સાક્ષી શાંતપણાથી સાંભળે છે.

બહાર નજર કરવાથી અંદર શાંતિ ઉત્પન્ન થાય છે અથવા બહારની નજર દિલની અંદર શાંતિ લાવે છે. જ્યારે કોઇ માણસ પોતાનું મોહો સૂરજ તરફ કરે છે ત્યારે તેનો છાંયો તેની પછવાડે જાય છે. એકજ વખતે તમો પોતા તરફ તથા આકાશમાં મહિમાવાન ખ્રીસ્તની તરફ જોઇ શકતા નથી.

આ પ્રમાણે આપણને માલમ પડયું છે કે દેવનો ધન્યવંત પુત્ર મારા વિશ્વાસને જીતી લે છે. તેનું સંપૂર્ણ કરેલું કામ હમેશાંને વાસ્તે મને સહિસલામતી પમાડે છે. જેઓ દેવ પર વિશ્વાસ કરેછે તેઓના સંબંધમાં દેવનું વચન મને અચળ નિશ્ચયતા આપે છે. ખ્રીસ્ત અને તેના કામમાં હું તારણનો માર્ગ જોઉંછું અને દેવના વચનમાં હું તારણનું જ્ઞાન જોઉંછું.

વાંચનાર કદાપિ કહેશે કે "જો મને તારણ મળ્યું છે તો મારો અનુભવ ડામાડોલ કેમ છે? વારંવાર આનંદ તથા દિલાશો મારી પાસેથી કેમ જતો રહેછે અને મને તારણ મળ્યું ત્યાર પહેલાં જેવો હું હતો તેવો કંગાલ અને નિરાશ હું કેમ રહુંછું?" વારૂ આનો જવાબ આપણી ત્રીજી વાતમાં આવશે એટલે તારણના આનંદમાં.

# તારણનો આનંદ.

પ્રભુનું શાસ્ત્ર વાંચવાથી તમને માલમ પડશે કે જ્યારે ખ્રીસ્તના કામથી તમારૂં તારણ થયું છે અને દેવના વચનથી તમારામાં નિશ્ચયતા ઉત્પન્ન થઇ છે ત્યારે ફક્ત પવિત્રાત્મા જે હરેક તારણ પામેલાના શરીરમાં વસ્તી કરે છે તેનાથીજ દિલાસો તથા આનંદ તમારો વાંટો થાય છે.

હવે તમારે યાદ રાખવું જોઇએ કે હરેક તારણ પામેલા માણસમાં તારણ પામ્યા પછી પણ દેહ રહેછે. દેહ એટલે દુષ્ટ સ્વભાવ જે સહિત પ્રાણિક માણસની માફક તે પેદા થયો; અને જ્યારે તે પોતાની માના ખોળામાં લાચાર બાળકની માફક પડી રહેતો હતો ત્યારે પણ કદાચ આ દુષ્ટ સ્વભાવ જાહેર થતો હતો. વિશ્વાસીમાં પવિત્રાત્મા દેહને વિરૂદ્ધ લડે છે અને હેતુ, વચન અને કૃત્યમાં તેની હરેક હીલચાલ પર તે દુઃખી થાયછે. જ્યારે તે પ્રભુને લાયક ચાલેછે ત્યારે પવિત્રાત્મા તેના આત્મામાં પોતાનાં ધન્યવંત ફળ એટલે "પ્રીતિ, આનંદ, શાંત્તિ વિગેરે" ગલા ૫; ૨૨. ઉત્પન્ન કરે છે. જ્યારે તે દેહની તથા દુનિયાંની ઇચ્છા પ્રમાણે ચાલેછે ત્યારે પવિત્રાત્મા દિલગીર થાયછે અને આ ફળ પોતાના દરજ્જામાં ઓછાં થતાં જાય છે.

તમે જેઓ દેવના પુત્ર પર વિશ્વાસ કરોછો તેઓને વાસ્તે આ વાતોને હું નીચે પ્રમાણે ગોઠવું છું:—

| | |
|---|---|
| ખ્રીસ્તનું કામ<br>અને<br>તમારૂં તારણ. | સંગાતે કાયમ રહેછે<br>અથવા<br>સંગાતે નાશ પામેછે. |
| તમારી ચાલચલણ<br>અને<br>તમારો સુખાનુભવ | સંગાતે કાયમ રહે છે.<br>અથવા<br>સંગાતે નાશ પામે છે. |

જ્યારે ખ્રીસ્તનું કામ નાશ પામેછે (અને પ્રભુની સ્તુતી થાઓ કે તે કદી નિરર્થક નહિ થશે, કદી નાશ નહિ પામશે) ત્યારેજ તમારૂં તારણ તેની સાથે તુટી પડશે.

પુરાતન શિષ્યો વિષે એમ કહેવામાં આવ્યું છે કે "ત્યારે આખા યહુદા, તથા ગાલીલ, તથા સમારીઆમાંની મંડળીઓને શાંતી થઇ, ને તેઓ દઢ થઇને પ્રભુના ભય તથા પવિત્રાત્માના દિલાસાએ ચાલતાં વધી ગઇ." પ્રેરી ૯; ૩૧.

વળી પ્રેરિ ૧૩; ૫૨ મી કલમમાં આપણે વાંચીયે છિયે કે "ને આનંદે તથા પવિત્ર આત્માએ ભરાયલા હતા."

તારણ પામ્યા પછી મારો આત્મિક આનંદ મારી ચાલચલણના આત્મિકપણાના પ્રમાણ પ્રમાણે થશે.

હવે શું તમે તમારી ભૂલ જુઓ છો? સુખાનુભવ અને સહિસલામતી જે એક બીજાથી બિલકુલ જુદાં છે તેઓને તમે ભેળશેળ કરોછો. જ્યારે સ્વદમન ન કરવાથી, મિજાજ ખોવાથી, દુનિયાની બાબતોમાં હદપાર ગુંથાવાથી તમે પવિત્રાત્માને દિલગીર કરોછો અને પોતાનો આનંદ ખુઓ છો ત્યારે તમે ધારો છો કે તમારી સહિસલામતીને ખલેલ પહોંચ્યું છે. પણ એની એજ વાત ફરી હું કહું છું કે,

**તમારે વાસ્તે ખ્રીસ્તે જે કામ કર્યું છે તે પર તમારી સહિસલામતી આધાર રાખે છે.**

**તમને જે દેવનું વચન અપાએલું છે તે પર તમારી નિશ્ચયતા અથવા ખાતરી આધાર રાખે છે.**

**તમારામાં જે પવિત્ર આત્મા વસેછે તેને દિલગીર ન કરવા પર તમારો સુખાનુભવ આધાર રાખે છે.**

તમે દેવનાં છોકરાંની પદવી પર હોવા છતાં જ્યારે પવિત્રાત્મા દિલગીર થાય એવું કંઇ કામ કરો ત્યારે બાપ તથા પુત્રની સાથેનો તમારો મેળાપ તે વખતે હકિકતમાં બંધ થાય છે અને ફક્ત જ્યારે તમે પોતાનો ઇનસાફ કરો અને તમારાં પાપ કબુલ કરો ત્યારે મેળાપનો આનંદ ફરી તમને પ્રાપ્ત થાય.

ધારો કે તમારો દીકરો કંઇક ના લાયક કામ કરવાના કારણથી કસુરવાર થએલો છે. તેનું મોહોડુંજ તેનો વાંક બતાવી આપે છે. થોડી વાર ઉપર તે તમારી જોડે વાડીની આસપાસ ફરતો હતો, જેનાં વખાણ તમે કરતા હતા તેનાં વખાણ તે કરતો હતો, જેમાં તમે આનંદ માનતા હતા તેમાં તે આનંદ માનતો હતો. મતલબ એ કે તે તમારી જોડે મેળાપમાં હતો. તમારી દિલની લાગણીઓ તથા તમારા વિચારો જોડે તેના વિચારો મળતા આવતા હતા.

પણ હવે આ સર્વ બદલાઇ ગયું છે અને એક ખરાબ અણકહાગરા છોકરાની માફક તે એક ખુણામાં ઉભો છે જાણે કે તે એક દુઃખનું પુતળું ના હોય.

તમે તેને કહોછો કે જો તું પસ્તાવો કરીને તારી કસુર કબુલ કરશે તો તને નિશ્ચય માફી મળશે; પણ તે પોતાની મગરૂરી અને આડાઇના કારણથી ડસકાં ભર્યા કરે છે.

થોડીવાર પર જે તેને આનંદ હતો તે ક્યાં ગયો? તમામ જતો રહ્યો છે. શા માટે? કેમકે તમારી અને તેની વચેનો મેલાપ તુટી ગયો છે.

થોડીવાર ઉપર તમારી અને તમારા દીકરાની વચ્ચે જે સગપણ હતું તેનું શું થયું છે? શું તે પણ જતું રહ્યું છે? શું તે પણ તુટી ગયું છે, અથવા બંધ પડી ગયું છે? ખચીત નહિ.

તેનું સગપણ તેના જન્મપર આધાર રાખે છે
તેનો મેળાપ તેની વર્તણુકપર આધાર રાખે છે

પણ એટલામાં એકદમ ભંગિત ઇચ્છા અને ભંગિત દિલસહિત તે તમારી પાસે આવેછે અને આદિથી અંત સુધી તે પોતાનો વાંક કબુલ કરેછે જેથી તમને માલમ પડેછે કે તમારી માફકજ તે અણ-કહ્યાગરાપણાને તથા આડાઇને તુચ્છ કરે છે. આ વાતને લીધે તમે તેને પોતાના ખોળામાં લોછો અને તેને વારંવાર ચુંબન કરોછો. હવે તેનો આનંદ યથાસ્થિત થયો છે કારણ એ છે કે તમારી જોડેનો મેળાપ તેને પાછો મળ્યો છે.

યુરીયાની સ્ત્રીની બાબતમાં જ્યારે દાવુદે ભારે પાપ કર્યું ત્યારે તેણે એમ ન કહ્યું કે "તારૂં તારણ મને પાછું આપ." પણ તેણે એમ કહ્યું કે "તારા તારણનો હર્ષ મને પાછો દે" ગીત ૫૧; ૧૨.

પણ આપણે પોતાનું ઉદાહરણ જરા વધારે લંબાવીએ. ધારો કે જ્યારે તમારો દીકરો ખુણામાં ઉભો છે ત્યારે એવી બુમ પડે છે કે તમારા આખા ઘરને આગ લાગી છે આ વખતે તમારા દીકરાનું શું થશે? બળતા પડતા ઘરમાં તેનો નાશ થઇ જવાને શું તમે તેને છોડી દેશો! કદી નહિ. એ વાત અશક્ય છે.

કદાચ પેહેલ વેહેલાં તમારા દીકરાનેજ તમે ઉપાડી લેશો.

અહા! ખરી વાત છે. તમે પોતેજ જાણો છો કે સગપણનો પ્યાર એ એક વાત છે અને મેળાપનો આનંદ એ બિલકુલ જુદીજ વાત છે.

હવે જ્યારે વિશ્વાસી માણસ પાપ કરે છે ત્યારે થોડી વારને વાસ્તે મેળાપ બંધ રહે છે અને જ્યાં લગી ભંગિત દિલથી તે બાપની પાસે ના આવે અને પોતાનાં પાપ કબુલ ના કરે ત્યાં લગી તેનો આનંદ તેની પાસેથી દુર રહે છે.

પછી દેવને દેવના વચન પ્રમાણે વિશ્વાસુ ગણવાથી તેને માલમ પડે છે કે ફરી તેને તેના પાપની માફી મળી છે; કેમકે તેનું વચન સાફ કહે છે કે "જો આપણે આપણાં પાપ કબુલ કરીએ, તે આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે." ૧ યોહાન ૧: ૯.

ત્યારે હવે હે દેવનાં વાહાલાં છોકરાં તમે હમેશાં આ બે વાત યાદ રાખો કે સગપણના બંધન સરખી કોઇ વાત મજબુત નથી; અને મેળાપના બંધન સરખી કોઇ વાત નાજુક નથી.

જગતની અને નરકની જોડાઇની તાકત અને મસલત સગપણના બંધનને તોડી શકનાર નથી પરંતુ મેળાપનું બંધન એક અશુદ્ધ હેતુ અથવા એક નકામા શબ્દથી તુટી જશે.

જો ધોરીચોરને વાસ્તે દુ:ખનું વાદલ તમારાપર આવી પડ્યું હોય તો દેવની આગળ નમ્ર થાઓ અને પોતાના માર્ગોની તપાસ કરો, અને જે ચોરે તમારો આનંદ તમારી પાસેથી છીનવી લીધો છે તે જ્યારે તમને મળે ત્યારે એકદમ તેને બહાર ખેંચી લાવો. દેવ તમારા બાપની આગળ તમારૂં પાપ કબુલ કરો અને તમારા આત્માની મંદ તથા બેપરવા હાલત જેણે ચોરને હરકત વગર તમારામાં દાખલ થવા દીધો તેને વાસ્તે બાગે સખતાઇથી પોતાનો ઇનસાફ કરો.

પણ તમારી સહિસલામતીને તમારા આનંદની જોડે કદી કદી ન મેળાવો.

વળી એમ ન ધારો કે દેવનો ઇનસાફ અવિશ્વાસીના માથા પર પડે છે તે કરતાં વિશ્વાસીના માથાપર કંઇ હલકી રીતે પડે છે. ઇનસાફની રાહે પાપનો ફેંસલો કરવાને તેની પાસે બે રસ્તા નથી. જેમ તે પોતાના પ્રીય પુત્રને રદ કરનારના પાપને સજા આપ્યા વગર

જવા દઈ શકતો નથી તેમ તે વિશ્વાસીનાં પાપને ઇનસાફને તાબે કર્યા વગર છોડશે નહિ. પણ આ બે વાતોની વચમાં એક મોટો ફરક છે એટલે વિશ્વાસીનાં સર્વ પાપ દેવને માલૂમ હતાં અને તે સર્વ જ્યારે દેવનો હલવાન કાલવરીની ટેકરી ઉપર વધસ્તંભે લટકયો ત્યારે તેના માથાપર મુકવામાં આવ્યાં હતાં. તે વખતે અને તેજ જગ્યાએ વિશ્વાસીના પાપનો મોટો મુકરદમો કે કેસ રજુ કરવામાં આવ્યો અને તેનો ફેંસલો મુકવામાં આવ્યો કેમકે ઇનસાફ વિશ્વાસીના માથાપર પડવાને બદલે તેના ધન્યવંત બદલીપર જોશભેર પડયો. "લાકડાપર તેણે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લીધાં. ૧ પીતર ૨; ૨૪."

જેઓ ખ્રીસ્તને તુચ્છ કરે છે તેઓને પોતાનાજ પંડમાં હમેશને વાસ્તે અગ્નિકુંડમાં પોતાનાં પાપનો બોજ ઉઠાવવો પડશે. હવે જ્યારે તારણ પામેલો માણસ ચુક કરે છે ત્યારે પાપનો મુકદમો તેની સામે લાવી શકાય નહિ કેમકે ન્યાયાધિસે પંડે હમેશને વાસ્તે વધસ્તંભપર તેનો ફેસલો કરી દીધેલો છે. પણ જેટલીવાર તે પવિત્રાત્માને દિલગીર કરેછે તેટલીવાર મેળાપનો મુકદમો પવિત્રાત્મા તેના દિલમાં ઉભો કરે છે.

વળી એક બીજો દાખલો હું તમને આપીશ. ધારો કે એક સુંદર ચાંદયણી રાત છે. પુનમનો ચંદ્ર હમેશના ચળકાટ કરતાં વધારે જોશથી ચમકે છે. એક માણસ એક ઉંડા શાંત કુંવામાં ધારીને જોઇ રહ્યો છે. કુવામાં તે ચંદ્રનું પ્રતિબીંબ જુએ છે અને પાસે ઉભા રેહેનાર દોસ્તને તે કહે છે કે "આજ રાત્રે ચંદ્ર કેવો સુંદર અને ગોળ દેખાય છે! કેવી શાંત રીતે અને દબદબાથી તે સફર કરે છે!" તે બોલી રહે છે એટલામાં એકદમ તેનો મીત્ર કુવામાં એક કાંકરો નાખે

છે અને પછી તે એવી બુમ પાડે છે કે "ચંદ્ર તો ટુકડે ટુકડા થઇ ગયો છે અને સર્વ ટુકડા બિલકુલ અનિયમીત રીતે હાલ્યા કરે છે."

તેનો દોસ્ત અજાયબ પામીને કહે છે કે "આ કેવી ભારે બેવકુફી! ઉપર જુઓ, ચંદ્ર એક લગીર પણ બદલાયો નથી જે કુવામાં તેનાં પ્રતિબાંબ પડયાં છે તેની હાલત બદલાઇ છે.

હવે હે વિશ્વાસી, આ સાદી ઉપમાનો અર્થ આ પ્રમાણે છે. તમારૂં હૃદય કુવો છે. જ્યારે ભુંડાઇને કંઇ જગ્યા મળતી નથી ત્યારે દેવનો ધન્યવંત આત્મા ખ્રીસ્તના મહિમા અને ખ્રીસ્તનાં ઉત્તમતામાંથી લઇને તમને તમારા દિલાશા તથા આનંદને વાસ્તે સારી સારી વાતો જાહેર કરેછે. પણ જે વખત દિલમાં કાંઇકિ ખોટી ઇચ્છાને જગ્યા મળેછે અથવા હોઠથી કોઇ શબ્દ નીકળે છે કે જેનો ઇનસાફ કરાતો નથી કે એકદમ પવિત્રાત્મા કુવાને હલાવે છે. તમારા સારા અનુભવના ટુકડે ટુકડા થઇ જાય છે અને તમારામાં બેચેની અને ગભરાટ ઉત્પન્ન થાયછે. જ્યાં સુધી ભંગિત દિલથી દેવની આગળ તમારૂં પાપ કબુલ નહિ કરો અને આ પ્રમાણે મેળાપના શાંત્ત, કીમતી આનંદમાં ફરી એકવાર યથાસ્થિત ન થાઓ ત્યાં સુધી તમારી હાલત એવીને એવીજ રહેશે.

પણ જ્યારે આ પ્રમાણે તમારૂં હૃદય બેચેનીમાં છે ત્યારે શું મારે પુછવાની જરૂર છે કે "શું ખ્રીસ્તનું કામ બદલાયું છે?" નહિ. નહિ, તે વખત તમારૂં તારણ બદલાયું નથી. શું દેવનું વચન બદલાયું છે? ખચીત નહિ. તે વખત તમારા તારણની નિશ્ચયતાને કંઇજ ધક્કો લાગ્યો નથી.

ત્યારે શું બદલાયું છે? તમારામાં પવિત્રાત્માનું કાર્ય બદલાયું છે. ખ્રીસ્તના મહિમાની વાતો તમને જાહેર કરવાને બદલે અને તેની

લાયકીના જ્ઞાનથી તમારા દિલને ભરવાને બદલે તે તમારૂં પાપ અને તમારી નાલાયકી તમારી આગળ લાવે છે. પવિત્રાત્માને પોતાનું અસલ કામ બંધ કરવું પડે છે તેથી પવિત્રાત્મા દિલગીર થયો છે.

તે દુષ્ટ કામનો ઇનસાફ કરે છે અને તેને વિરૂદ્ધ લડેછે; અને જ્યાં સુધી તમે એમ ના કરો ત્યાં સુધી તે તમારામાં શાંતિ તથા દિલાસો ઉત્પન્ન થવા દેતો નથી. જ્યારે તમે પોતાના પાપનો ઇનસાફ કરો અને તેને વિરૂદ્ધ થાઓ ત્યારેજ દેવની સંગાતેનો તમારો મેળાપ યથાસ્થિત થાય છે.

પ્રભુ એવું કરે કે આપણે પોતા સંબંધી વધારે ને વધારે આસ્થાધારી વર્તણુક રખે આપણે દેવનો પવિત્રાત્મા જેણે આપણને ઉધારના દહાડાને સારૂ મુદ્રિત કીધા તેને ખેદિત કરિયે. એફે ૪; ૩૦.

પ્રીય વાંચનાર તમારો વિશ્વાસ ગમે તેવો નબળો હોય તોપણ ખાતરી રાખો કે જે મન્યપર્વતે તમારા વિશ્વાસપર જીત મેળવી છે તે કદી બદલાશે નહિ.

"ઇસુ ખ્રીસ્ત ગઇ કાલે તથા આજે તથા સદાકાળ તેનો ને તેવોજ છે" હેબ્રુ ૧૩; ૮.

જે કામ તેણે સંપૂર્ણ કર્યું છે તે કદી નહિ બદલાશે.

"દેવ જે સર્વ કરે છે તે નિત્ય રહેશે; તેમાં કંઇ વધારવાનું નથી ને તેમાંથી કંઇ ઘટાડવાનું નથી." સભાશિક્ષક ૩; ૧૪.

જે વચન તે બોલ્યો છે તે કદી ફરશે નહિ.

"ઘાસ સુકાઇ જાય છે ને તેનું ફુલ ખરી પડે છે પણ પ્રભુનું વચન સદા રહે છે." ૧ પીતર. ૧; ૨૪, ૨૫.

આ પ્રમાણે મારા વિશ્વાસનું મૂળ, મારી સહિસલામતીનો પાયો અને મારી નિશ્ચયતાનો આધાર સારી રીતે અનંતકાળ સુધી અચળ છે.

મારો પ્યાર વારંવાર હલકો પડે છે,
મારા આનંદની ઓટ અને ભરતી થાય છે;
પણ **તેની** સંગાતેની મારી શાંત્તિ કાયમ રહેછે.
યહેઃવામાં કોઈ વિકાર કે બદલાણ થતું નથી.
હું બદલાઉછું, તે બદલાતો નથી,
**દેવનો ખ્રીસ્ત** કદી મરણ પામી શકતો નથી:
આરામની જગ્યા એ તેનો પ્યાર છે અને મારો નહિ;
બંધન તે તેનું સત્ય છે અને મારૂં નહિ.

એક વાર ફરી હું તમને સવાલ કરૂં છું કે "તમે કયા વર્ગમાં મુસાફરી કરો છો?" હું તમારી વિનંતી કરૂં છું કે તમે દેવની તરફ પોતાનું હૃદય ફેરવો અને તેને આ સવાલનો જવાબ આપો.

"હરેક માણસ જુઠું તોપણ દેવ સાચો મનાય." રૂમી. ૩; ૪.

"જેણે તેની સાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ વાતપર મોહોર કીધી છે." યોહાન ૩. ૩૩.

હે પ્રીય વાંચનાર આ મોટું તારણ પામવાની આનંદ પૂર્વક ખાતરી હાલ તથા 'તે આવે ત્યાં સુધી' તમારો હો.

---

## બાયબલ.

"હે યહોવાહ, તારૂં વચન આકાશમાં સદા સ્થાપિત છે."
ગીત ૧૧૯; ૮૯.

---

દેવના મન, માણુસની હાલત, તારણના રસ્તા, પાપીઓના અને વિશ્વાસીઓના સુખ વિશેની વાતો આ પુસ્તકમાં સમા- તેમાંનો ઉપદેશ પવિત્ર છે, તેમાંના હુકમો જરૂરના છે,

તેમાંનો ઇતિહાસ ખરો છે, અને તેમાંના ઠરાવો અધિકારી તથા અચળ છે. જ્ઞાની થવાને તેને વાંચો, સહિસલામત રહેવાને તેને માનો, અને પવિત્ર થવાને તે પ્રમાણે ચાલો. તમને દોરવાને તેમાં અજવાળુ છે; તમારા નિર્વાહને વાસ્તે તેમાં ખોરાક છે અને તમને ખુશી કરવાને ત્યાં દિલાસો છે. તે મુસાફરને વાસ્તે નકસો છે, પંથીની લાકડી છે, નૌકાપતિનું કંમપસ છે, સીપાઇની તરવાર છે અને ખ્રીસ્તી માણસનો પરવાનો છે. હિંયાં સ્વર્ગ ખુલ્લું કરવામાં આવેલું છે અને નરકની ભાગળો જાહેર કરવામાં આવેલી છે. ખ્રીસ્ત તેનો મુખ્ય વિષય છે, આપણું ભલું તેની ધારણા છે અને દેવનો મહિમા તેની મતલબ છે. તે સ્મરણ શક્તિને ભરશે, હૃદય ચલાવશે; અને પગને દોરશે. ધિમેથી, વારંવાર, અને પ્રાર્થના સહીત તેને વાંચો, તે દોલતની ખાંણ છે. મહિમાનું પારાદાઇસ છે, અને ખુશીની નદી છે. જીંદગીમાં તે તમને અપાયું છે, ઇનસાફને વખતે તે ખોલાશે અને સદા યાદ રાખવામાં આવશે. તેમાં ભારે જવાબદારી છે, તે અતિશય મહેનતનો બદલો વાળશે, અને તેના પવિત્ર વૃત્તાંતને જે હલકો સમજશે તેને તે અપરાધી ઠરાવશે.

---

"પ્રભુ યહોવાહ કહે છે, જુઓ એવા દિવસો આવે છે, કે જેમાં હું દેશમાં દુકાળ મોકલીશ અન્નનો દુકાળ નહિ, કે પાણીની તરસ નહિ પણ યહોવાહનું વચન સાંભળવાનો (દુકાળ મોકલીશ)"

"ને તેઓ સમુદ્રથી તે સમુદ્ર સુધી, ને ઉત્તરથી તે છેક પૂર્વ સુધી ભટકશે. યોહાવાહનું વચન શોધવાને તે અહિંથી તહિં ન્હાસ્યા કરશે, પણ તે તેઓને મળશે નહિ" આમોસ ૮; ૧૧, ૧૨

સમાપ્ત.

# જાહેર ખબર.

આ પુસ્તકના પ્રસિદ્ધ કરનાર પાસે નિચેનાં પુસ્તકો પણ મળશે સરનામું, અમદાવાદ.

| | | |
|---|---|---|
| ૧. દેવની મંડળી ... ... | કિંમત રૂ. | ૦-૧-૦ |
| ૨. પાપોની માફી ૨ જી આવૃત્તિ ... | ,, | ૦-૦-૬ |
| ૩. ચાર મૂર્ખા ૩ જી આવૃત્તિ ... | ,, | ૦-૦-૬ |
| ૪. દેવના વચનનાં મુળતત્વો... ... | ,, | ૦-૧-૬ |
| ૫. સત્ય શું છે ? ... ... ... | ,, | ૦-૨-૦ |
| ૬. ભજનને વાસ્તે ઈશ્વરી નિયમ ... | ,, | ૦-૦-૬ |
| ૭. રૂમીઓનું પત્ર તથા તેનો ખુલાસો. | ,, | ૦-૬-૦ |
| ૮. સ્તુતિનાં ગીત ... ... ... | ,, | ૦-૨-૦ |
| ૯. જુઓ વર આવે છે ... ... | ,, | ૦-૧-૦ |
| ૧૦. ગલાતીઓનું પત્ર તથા તેનો ખુલાસો | ,, | ૦-૧-૦ |
| ૧૧. ખ્રીસ્તી થવું એટલે શું ... ... | ,, | ૦-૦-૬ |

પાપીઓને વાસ્તે ખ્રીસ્તમાં જે અનંત તારણ છે તે વિષેની તલાસ કરનારાઓને પત્રદ્વારે અથવા રૂબરૂ જવાબ આપવાને પ્રયત્ન કરવામાં આવશે.